# જેપેનીઝ શિક્ષક.

કર્તા

દીનશાહ દો. વાણીઆ.

THE

# JAPANESE TEACHER.



AN EASY METHOD OF ACQUIRING AN ELEMENTARY KNOWLEDGE OF THE JAPANESE LANGUAGE IN GUJERATI.




BY

**DINSHAW H. VANIA**

*REPORTER "ADVOCATE OF INDIA."*



Registered under Act XXV of 1867.





Bombay:

"GUJARATI" PRINTING PRESS.

A. D. 1905.

**Price Rs. 3.**

# જેપેનીઝ શિક્ષક.



જેપેનીઝ ભાષામાં વાતચિત કરતાં શીખવાનું

ગુજરાતી પુસ્તક.

---


કર્ત્તા

**દીનશાહ હો. વાણીયા.**

"એડવોકેટ ઑફ ઇંડિયા"ના રીપોર્ટર.


---


મુંબઇ.

"ગુજરાતી" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે.

---

ઇ૦ સ૦ ૧૯૦૫. યઝદજરદી ૧૨૭૫.

---

કીંમત રૂ. ૩.

મારા માનવન્ત મિત્ર

શેઠ ઇબ્રાહીમભાઈ આદમજી પીરભાઇ,

તે

મુંબઇના ઉદ્યોગ હુન્નરના એક પિતા

શેઠ આદમજી પીરભાઇના પુત્ર

અને

મુંબઇના મીલ ઉદ્યોગના એક ચંચલ સુકાનીને

માન અને ચાહની ઇધાણી તરીકે

આ નાનું પુસ્તક

અર્પણ કરૂં છું.

કર્ત્તા.

# પ્રસ્તાવના.



આ પુસ્તકનો અભ્યાસ કરવાથી જેપેનીઝ ભાષાનું સંગીન જ્ઞાન સંપાદન કરી શકાશે એમ માનવું કેવળ ભૂલભરેલું છે. પણ ઘરમાં, મુસાફરી દરમ્યાન કે વેપાર ધંધામાં કામ આવે એવું ઉપર ટપકેનું જ્ઞાન મળી શકશે. એ પુસ્તક લખવાની મૂળ મતલબ ધંધા અર્થે જેપેન જનારાઓને ભાષાનો અભ્યાસ કરતાં જે વખત નિકળી જાય છે તેનો બચાવ કરવાની છે અને પુસ્તકમાં સમાવેલી બાબતોના અભ્યાસથી તે નેમ પાર પડશે એમ હું માનું છું. એ જાતનું ગુજરાતી ભાષામાં આ પહેલુંજ પુસ્તક છે અને વળી પુસ્તક લખવાની આ મારી પેહેલીજ કોશીસ છે એટલે તેમાં ભૂલો તો હશેજ. એવી ભૂલો ઉપર મારૂં ધ્યાન ખેંચવામાં આવશે તો તેમ કરનારાઓનો હું ઉપકાર માનીશ.

દી. હો. વા.

મુંબઇ, તા૦ ૧૪ મી અકટોબર ૧૯૦૫.

# જેપેનીઝ ભાષા.



જેપેનીઝ ભાષા બોલતાં શીખનાર હિંદી વિદ્યાર્થિને જે બાબત મોટો સધ્યારો આપનારી લાગશે તે એ છે કે "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત જેપેન અને જેપેનીઝ ભાષાના સંબંધમાં ખોટી પડે છે. આખા જેપેન દેશમાં એક સરખીજ ભાષા બોલાય છે. જોકે કેટલેક ઠેકાણે ઉચ્ચારમાં કાંઇક ફરક માલમ પડે છે પણ તે ફરક માત્ર નામનોજ છે. વળી એ ફરકમાં જે બીના ખાસ ધ્યાન ખેંચનારી જણાઇ છે તે એ કે આપણી તરફ જેમ ગામડાંઓમાં **શ** ને બદલે **હ** બોલાય છે તેમજ જેપેનીઝમાં પણ ગામડયાઓ અને રીક્ષા ગાડી ઘસડવા-વાલાઓ **સ** ને બદલે **હ** વાપરે છે; જેમકે **આરીમાસેન, દેશ્કી-માસેન**ને બદલે **આરીમાહેન, દેશ્કીમાહેન** અથવા **આરીમાઇન દેશ્કીમાઇન** બોલે છે. ઉપ–ભાષાની ગેરહાજરી જેપેનીઝ ભાષા શીખનારને બેશક એક આશીર્વાદ સમાન છે, કારણ કે હિંદમાં બોલાતી જૂદી જૂદી ભાષાઓને લીધે પરદેશીઓને જે અગવડો ખમવી પડે છે તે અગવડો જેપેનનાં વસનાર હિંદીને ખમવી પડતી નથી. જેપેનીઝ ભાષાની ઉત્પત્તિ ઉપરથી જણાય છે કે એ ભાષા બેશક ચીનાઇ ભાષાના એક ભાગ તરીકે તો કહેવાય જ નહીં, તોપણ જેવી રીતે ગુજરાતી ભાષા સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી શબ્દોથી પ્રફુલ્લિત બની છે તેવી રીતે, ચીન સાથના સૈંકડો વર્ષોના સંબંધથી જેપેનીઝ ભાષાએ ચીનાઇમાંથી ઘણું લીધું છે. ઘણા ચીનાઇ શબ્દો જેપેનીઝ તરીકે ચાલુ વપરાય છે કે જેનો મુખ્ય દાખલો જેપેનમાં ગણત્રી માટે વપરાતા ચીનાઇ આંકડા છે, જે "**સંખ્યા**" નાં મથાલાં હેઠળ

આ પુસ્તકમાં આપેલા છે. બુધ ધર્મના ફેલાવા સાથે ઘણા સંસ્કૃત શબ્દો પણ જેપેનમાં દાખલ થવા પામ્યા છે, જેના સંખ્યાબંધ દાખલા જેપેનીઝ શબ્દ કોષો પુરા પાડે છે. જેપેનીઝને મળતી આવતી બીજી કોઇ પણ ભાષા હોય તો તે લુચ્ચુના ટાપુઓ ઉપર બોલાતી ભાષા છે. હવે વાકયોની રચના જોતાં જણાશે કે, ગુજરાતીની માફક, વિશેષણ નામની પહેલાં આવે છે; ક્રિયા વિશેષણ ક્રિયાપદની પેહેલાં આવે છે; કર્મ પણ ક્રિયાપદની પેહેલાં મુકાય છે અને ક્રિયાપદ સર્વેથી છેલે આવે છે. તે ઉપરાંત એ ભાષામાં બીજી જે બાબત આપણું ખાસ ધ્યાન ખેંચે છે તે એ છે કે જેપેનીઝ **નામોને** "જાતિ" કે "વચન" નથી; જેપેનીઝ વિશે-ષણને (અંગ્રેજીની માફક) શ્રેષ્ટા પ્રમાણેનાં રૂપ (degrees) નથી; અને છેલ્લી પણ સર્વથી વધુ અગત્યની બીના તો એ છે કે, કર્તા ગમે તે પુરૂષ, જાતી અથવા વચનમાં હોય તોપણ ક્રિયાપદમાં કશો ફેરફાર થતો નથી, કે તેને કશો પ્રત્યય લાગતો નથી. પણ તેથી કાંઇ ક્રિયા-પદનાં રૂપો શીખવાં સહેલાં થઇ પડતાં નથી. ક્રિયાપદમાં નકાર દેખાડનારાં ખાસ રૂપો છે, તેમજ વળી સાધારણ અને માન અર્થે વપરાતાં રૂપો જુદાં છે, કે જેથી વાકયોમાં પુરૂષવાચક સર્વનામની જરૂર નહીં રહેતાં ક્રિયાપદજ તે સર્વનામોની ગરજ સારે છે. જેપેનીઝ ભાષાની મૂખ્ય ખુબી એ છે કે, એ ભાષામાં ગાળગલોચના બોલો કે અપશબ્દો બીલકુલ નથી. સામા માણુસ ઉપર ગુસ્સો ખાલી કરવા માટે તેને મૂર્ખ, ઘેલો, જુઠો એવાં વિશેષણો લાગુ પાડીનેજ સંતોષ પકડવામાં આવે છે, કે જે શબ્દોનો પણ એ વિવેકી પ્રજા ભાગ્યેજ ઉપયોગ કરે છે. એ ભાષામાં લખતાં શીખવવાની કશી પણ તજવીજ આ પુસ્તકમાં કરવામાં આવી નથી; પણ જેપેનીઝ ભાષાના મુળાક્ષરો, જે બે જાતના છે અને જે **કાતાકાના** તથા **હીરાગાનાને** નામે ઓળખાય છે તે, તેઓ પ્રત્યેકના ગુજરાતીમાં થતા ઉચ્ચાર સાથે આપ્યા છે જે લખવા શીખનારને શરૂઆત કરવા માટે ઉપયોગી થઇ પડશે. ચીન અને કોરીયા સાથના સમાગમને પરિણામે એ બંને મુલકોમાં

ચાલતી લખવાની રૂઢી જેપેનીઝોએ અખ્તયાર કરેલી છે, કે જે રૂઢી જેટલી મુશ્કેલ તેટલીજ કંટાળા ભરેલી છે. તે રૂઢી એવી છે કે જેમ સાધારણ રીતે ભાષાઓમાં અક્ષરોની મદદવડે શબ્દો થાય છે તેમ ન થતાં દરેક શબ્દ માટે જુદાં ચિન્હો હોય છે. દાખલા તરીકે "માણસ" શબ્દ લખતાં (Λ) આવું ચિન્હ કહાડવામાં આવે છે, જે માણસના બે પગ દેખાડે છે; જ્યારે ઘોડો શબ્દ લખવા માટે ઘોડાનું માથું, પૂછડી, યાળ અને પગોનો ખ્યાલ આપે એવું ચિન્હ છે. એ રીત એટલી તો ગુંચવાડા ભરી છે કે ઘણી વેળા અમુક શબ્દ માટે કેવું ચિન્હ કહાડવું, તે વિષે જેપેનીઝોમાં પણ મતફેર પડે છે અને એક ચિન્હના જુદા જુદા અર્થો પણ થતા હોવાથી તે ગુંચવાડો વધારે ગુંચવણ ભરેલો થઇ પડે છે. વળી જેપેનીઝમાં લખવાની રૂઢી અંગ્રેજી, ગુજરાતી કે ફારસીના જેવી નથી; જેપે-નીઝો આડી લીટીમાં લખતા નથી પણ ઉભી લીટીમાં એટલે અક્ષરો એકમેકની પાસે નહીં પણ નીચે લખે છે.

જેપેનીઝ ભાષા લખતાં વાંચતાં શિખનાર વિદ્યાર્થિને જે મુશ્કેલી નડે છે તે તેનાં ઉપર જણાવેલાં ચિન્હો છે. તેમની સંખ્યા ચાર હજારને સુમારે થવા જાય છે અને તેમાંના ઘણાઓના અર્થ ત્રણ, ચાર થતા હોવાથી ખરો અર્થ શું છે તે વાકય મધેના બીજા શબ્દો સાથના તેના સંબંધ ઉપરથી સમજી લેવામાં આવે છે.

આખા શબ્દો માટે માત્ર એક ચિન્હ વપરાય છે ત્યારે "કાતાકાના" તથા "હીરાગાના"ને નામે ઓળખાતા મુળાક્ષરો ગુજરાતી મુળાક્ષરના પદની ગરજ સારે છે. મુળાક્ષરો ઉપરથી વળી જણાશે કે **કા** અક્ષરને મથાળે આવું (") ચિન્હ મુકવાથી **ગા** અને તે ને મથાળે આવું (") મુકવાથી **દે** ઉચ્ચાર થાય છે. **હા** ને મથાળે આવું (") ચિન્હ મુકવાથી તેનો ઉચ્ચાર **બા** અને આવું (॰) ચિન્હ મુકવાથી **પા** ઉચ્ચાર થાય છે, કે જે રીત ફારસી અક્ષરોના ઉચ્ચારમાં નુકતેહના ઉપયોગથી પડતા ફરકને મળતી આવે છે; અને એવી રીતે એ મુળાક્ષરો એકમેકને મળતા આવે છે.

જેપેનીઝ ભાષામાં પહેલું પુસ્તક ઇસવી સનેની સાતમી સદીમાં પ્રગટ થયલું જણાવવામાં આવે છે, અને અત્યાર સુધીમાં સંખ્યાબંધ પુસ્તકો પ્રગટ થયાં છે. તેમનું સાહીત્ય, તવારીખ, કાયદા, જીંદગીનાં વૃત્તાંતો, નવલકથા, રોજનીશી, પ્રવાસના હેવાલો, કવિતા, શબ્દકોષ, વગેરેથી બનેલું છે જેમાં દિન પ્રતીદિન પુષ્કળ વધારો થતો રહે છે. આપણા ગુજરાતી વાર્તા લખનારાઓની માફક જેપેનીઝ લેખકો પણ અંગ્રેજી પુસ્તકોના સીલસીલા બંધ તરજુમા કરે છે અથવા તો અંગ્રેજી સંસારી વાર્તા, તે મધેનાં નામો ફેરવી જેપેનીઝ સંસારને લાગુ પાડે છે.



# જેપેનીઝ મૂળાક્ષરો.

## કાતાકાના તથા હીરાગાના.

| ગુજરાતી | કાતાકાના | હીરાગાના | ગુજરાતી | કાતાકાના | હીરાગાના | ગુજરાતી | કાતાકાના | હીરાગાના |
|---|---|---|---|---|---|---|---|---|
| આ. | ア | あ | ગે | ゲ | げ | ચી | チ | ち |
| ઈ. | イ | い | ગો | ゴ | ご | ત્સુ | ツ | つ |
| ઉ. | ウ | う | સા | サ | さ | તે | テ | て |
| એ | エ | え | શી | シ | し | તો | ト | と |
| ઓ | オ | お | સુ | ス | す | દા | ダ | だ |
| કા | カ | か | સે | セ | せ | જી | ヂ | ぢ |
| કી | キ | き | સો | ソ | そ | દ્ઝુ | ヅ | づ |
| કુ | ク | く | ઝા | ザ | ざ | દે | デ | で |
| કે | ケ | け | જી | ジ | じ | દો | ド | ど |
| કો | コ | こ | ઝુ | ズ | ず | ના | ナ | な |
| ગા | ガ | が | ઝે | ゼ | ぜ | ની | ニ | に |
| ગી | ギ | ぎ | ઝો | ゾ | ぞ | નુ | ヌ | ぬ |
| ગુ | グ | ぐ | તા | タ | た | ને | 子 | ね |

# જેપેનીઝ મૂળાક્ષરો

## કાતાકાના તથા હીરાગાના.

| ગુજરાતી | કાતાકાના | હીરાગાના | ગુજરાતી | કાતાકાના | હીરાગાના | ગુજરાતી | કાતાકાના | હીરાગાના |
|---|---|---|---|---|---|---|---|---|
| નો | ノ | の | પી | ピ | ぴ | યો | ヨ | よ |
| ઙ્ગ | ン | ん | પુ | プ | ぷ | રા | ラ | ら |
| હા | ハ | は | પે | ペ | ぺ | રી | リ | り |
| હી | ヒ | ひ | પો | ポ | ぽ | રૂ | ル | る |
| ફુ | フ | ふ | મા | マ | ま | રે | レ | れ |
| હે | ヘ | へ | મી | ミ | み | રો | ロ | ろ |
| હો | ホ | ほ | મુ | ム | む | વા | ワ | わ |
| બા | バ | ば | મે | メ | め | વી | ヰ | ゐ |
| બી | ビ | び | મો | モ | も | વુ | ウ | う |
| બુ | ブ | ぶ | યા | ヤ | や | વે | ヱ | ゑ |
| બે | ベ | べ | યી | イ | い | વો | ヲ | を |
| બો | ボ | ぼ | યુ | ユ | ゆ | | | |
| પા | パ | ぱ | યે | エ | え | | | |

# જેપેનીઝ

# શિક્ષક



જેપેનીઝ ભાષા વ્યાકરણની રચનામાં ગુજરાતી ભાષાને ઘણીખરી મુખ્ય બાબદોમાં મળતી આવતી હોવાથી, એ ભાષામાં વાતચીત કરતાં શીખવા ઇચ્છનારાઓ માટે ગુજરાતી ભાષામાં રચેલું પુસ્તક કીમતી મદદ આપનારું થઇ પડે એ તો ખુલુંજ છે. જેમ ગુજરાતીમાં, તેમજ જેપેનીઝમાં, ક્રિયાપદ વાકયને છેડે આવે છે; અંગ્રેજીની માફક વચ્ચે આવતું નથી. ગુજરાતી કેટલાંક ક્રિયાપદો બે ક્રિયાપદના સંયોગથી બનેલાં છે જેમકે લાવ=લઇ આવ, લઇ જા=લઇને જા, તેમજ જેપેનીઝમાં પણ એ ક્રિયાપદો તેવાંજ બે ક્રિયાપદના સંયોગથી થયાં છે.

| | |
|---|---|
| જેમકે, લાવવું=લઇ | આવવું. |
| મોત્તેકુરુ=મોત્તે | કુરુ. |
| લઇ જવું=લઇને | જવું. |
| મોતેઇકુ=મોતે | ઇકુ. |

ગુજરાતી નામોને છેડે વીભક્તીના જે પ્રત્યયો લાગે છે તેને મળતાજ પ્રત્યયો જેપેનીઝ નામોને છેડે પણ વપરાય છે.

કેટલાંક અવ્યયોની અને વિશેષણોની રચના પણ ગુજરાતીને મળતી આવે છે જેમકે,.

| | |
|---|---|
| રંગ રંગનો ... .. | ઇરો ઇરોનો. |
| રોજ રોજ... ... | નીચી નીચી. |
| રફ્તે રફ્તે... ... | દાન દાન. |
| વારં વાર ... ... | તાબી તાબી. |

શબ્દોની અને વાક્યોની રચનાનું એ મળતાપણું દેખાડી આપે છે કે યુરોપની ભાષા જાણનારાઓને જેપેનીઝ ભાષા શીખવી જેટલી કઠણ પડે તેટલી એશીયાની ભાષા જાણનારાઓને તે કઠણ પડે નહીં; પણ જેપેનીઝ ભાષા શીખવા માટે અંગ્રેજીમાં કેટલાંક પુસ્તકો છે જ્યારે ગુજરાતીમાં તેવું એક પણ પુસ્તક હસ્તી ધરાવતું નથી. ગુજરાતી જાણનારાઓને પણ તેથી અંગ્રેજી પુસ્તોકોનોજ આધાર લેવો પડે છે, જેથી તેમને વધુ મુશ્કેલી નડેછે. વળી અંગ્રેજી નહીં જાણનારાઓ જેઓ ગુજરાતીનું જ માત્ર જ્ઞાન ધરાવે છે, તેઓને માટે તો જેપેનીઝ ભાષા શીખવાનું કશું સાધનજ નથી અને માત્ર માહાવરા ઉપરજ આધાર રાખવો પડેછે. ગુજરાતી ભાષા લખી વાંચી જાણનાર કોઇ પણ શખસ શિક્ષકની મદદ વગર જેપેનીઝ ભાષા સમજી તથા બોલી શકે એવી મકસદથી આ પુસ્તક રચવામાં આવ્યું છે. વળી પાઠોની રચના એવી રાખવામાં આવી છે કે, શીખનાર જે જે શબ્દો શીખતો જાય તેનો ઉપયોગ કરતો થાય, અને નહીં કે અમુક હદ સુધી શીખતાં સુધી તેને થોભવું પડે.

ક્રિયાપદ, એ દરેક ભાષામાં મુખ્ય શબ્દ ગણાય છે; પણ નામ કે સર્વનામની મદદ વગર ક્રિયાપદ ઝાઝાં ઉપયોગી થઇ પડતાં નથી; તેથી શરૂઆત સર્વનામોથી કરવામાં આવી છે. અત્રે જણાવવું જરૂરનું થઇ પડશે કે જેપેનીઝ ભાષામાં બોલનાર પોતા કરતાં ચહડતા દરજ્જાના શખસ સાથ વાત કરતી વેળા ઘણીજ સભ્યતા ભરેલી રીતે બોલે છે જ્યારે ઉતરતા દરજ્જાના શખસ સાથ સાધારણ રીતે વાતચીત કરે છે. સભ્યતા દરશાવવાનો ઘણોખરો સઘળો આધાર ક્રિયાપદ ઉપર છે. જેપેનીઝમાં સર્વનામો જુદાં જુદાં છે છતાં તે ઘણીવાર બીલકુલ વાપરવામાં આવતાં નથી.

# સર્વનામ-દાઇ મેઇશી.



હું—વાતાકુશી. (ટુંકમાં વાતાશી અથવા વાશી પણ બોલાય છે.) તેમાય. (નોકરો પોતાના ઉપરી સાથ વાતચીત કરતાં પોતા માટે વાપરે છે, કે જેમ ગુજરાતીમાં આપણે "સેવક" બોલીયે છીયે.)

| | |
|---|---|
| તું ... ... ... | આનાતા. ઓમાય. (ઘણુંખરું મિત્રો અને સ્ત્રીએ અરસપરસ વાપરે છે.) |
| તે ... ... ... | આનોશતો; તો નીન; આરે; આનોહીતો. |
| તે ... ... ... | (જીવ વગરની ચીજો માટે, જેમ અંગ્રેજીમાં it વપરાયછે) સોરે. |
| અમે ... ... ... | વાતાકુશી દોમો; વાતાશી દોમો. |
| તમે ... ... ... | આનાતા દોમો; ઓમાય ગાતા. |
| તેઓ ... ... ... | આનોશતો દોમો; આરેરા. |
| મને ... ... ... | વાતાકુશીની; વાતાશીની. |
| મારું ... ... ... | વાતાકુશીનો; વાતાશીનો. |
| અમને... ... ... | વાતાકુશી દોમોની; વાતાશી દોમોની. |
| અમારું ... ... | વાતાકુશી દોમોનો; વાતાશી દોમોનો. |
| તને ... ... ... | આનાતાની. |
| તારું ... ... ... | આનાતાનો. |
| તમને... ... ... | આનાતા દોમોની. |
| તમારું ... ... | આનાતા દોમોનો. |
| તેને ... ... ... | આનોશતોની; સોરેની. |
| તેનું ... ... ... | આનોશતોનો; સોરેનો. |
| તેઓને ... ... | આનોશતો દોમોની. |
| તેઓનું ... ... | આનોશતો દોમોનો. |
| આ માણુસ (નર)... | કોનો હીતો. |
| એ માણુસ (નારી)... | કોનો ઓન્ના. |
| કોણ ... ... ... | દોનાતા; દારે. |

યાદ રાખવું કે જ્યારે કોઇ વાકયમાં સર્વનામ વાપરવા વગર ચાલેજ નહીં ત્યારેજ જેપેનીઝો સર્વનામ વાપરે છે, નહી તો વાકયના સંબંધ ઉપરથી સર્વનામ સહમજી લેવામાં આવે છે, કે જેમ ગુજરાતીમાં પણ બોલાય છે; જેમ કે,—ખાવું હોય તો ખા—તારે ખાવું હોય તો તું ખા.—જવા વગર કાંઇ ચાલશે નહીં. ત્યાં મને, તને અથવા તેને, એ ત્રણમાનું કીયું સર્વનામ બોલનાર કહેવા ઇચ્છે છે તે સંબંધ ઉપરથી સહમજી લેવામાં આવે છે.

ગુજરાતીમાં એક શખસને પણ માન અર્થે તમે અને તેઓ કરી બોલાવાય છે પણ જેપેનીઝમાં આનાતા દોમો અને આનો-શતો દોમો એકથી વધારે માણસો માટે બોલતાંજ વપરાય છે.

## ક્રિયાપદ-દોઓશી.

—✫✫✫✫✫✫—

સર્વનામ શીખવા બાદ ક્રિયાપદ શીખવાથી, શીખનાર સર્વનામ અને ક્રિયાપદની મદદ વડે થતાં નાનાં વાકયો તુરત બોલી શકે છે. જેમ કે તું લાવ; હું આવીશ; તે જશે વગેરે. એ સબબસર આપણે હવે ક્રિયાપદ હાથ ધરીશું.

**જવું—ઇકુ; માયરૂ.**

| | | |
|---|---|---|
| જવું | સામાન્યરૂપ | ઇકુ; માયરુ. |
| જાય છે | વર્તમાનકાળ | ઇકીમાસુ; માયરીમાસુ. |
| ગયો | ભૂતકાળ | ઇકીમાસતા; માયરીમાસતા. |
| જશે | ભવિષ્યકાળ | ઇકીમાશો; માયરીમાશો. |
| જા | (હુકમરૂપે) | ઇત્તે. |

**આવવું—કુરૂ; ઓઇદેરૂ.**

| | | |
|---|---|---|
| આવવું | સામાન્યરૂપ | કુરુ; ઓઇદેરુ. |
| આવે છે | વર્તમાનકાળ | કીમાસુ; ઓઇદેમાસુ. |
| આવ્યો | ભૂતકાળ | કીમાસતા; ઓઇદેમાસતા. |
| આવશે | ભવિષ્યકાળ | કીમાશો; ઓઇદેમાશો. |
| આવ | (હુકમરૂપે) | કીત્તે; ઓઇદે. |

**ખાવું—તાબેરુ.**

| | | |
|---|---|---|
| ખાવું | સામાન્યરૂપ | તાબેરુ |
| ખાય છે | વર્તમાનકાળ | તાબેમાસ. |
| ખાધું | ભૂતકાળ | તાબેમાસતા. |
| ખાશે | ભવિષ્યકાળ | તાબેમાશો. |
| ખા | (હુકમ રૂપે) | તાબેતે. |

**પીવું—નોમુ.**

| | | |
|---|---|---|
| પીવું | સામાન્યરૂપ | નોમુ. |
| પીયે છે | વર્તમાનકાળ | નોમીમાસુ. |
| પીધું | ભૂતકાળ. | નોમીમાસતા. |
| પીશે | ભવિષ્યકાળ | નોમીમાશો. |
| પી | (હુકમ રૂપ) | નોનદે. |

---

## દાખલા.

| | |
|---|---|
| *હું જાઉં છું. ... ... | વાતાકુશી ઇકીમાસ. |
| તે ગયો. ... ... ... | આનોસતો ઇકીમાસતા. |
| અમે જઇશું. ... ... | વાતાશીદોમો ઇકીમાશો. |
| મેં ખાધું. ... ... ... | વાતાશી તાબેમાસતા. |
| તું ખા. ... ... ... | આનાતા તાબેતે. |
| તે આવશે. ... ... ... | આનાહીતો કીમાશો. |

સવાલ પુછતી વેળા ગુજરાતીમાં વાકયને છેડે ઘણું કરી "કે" શબ્દ મુકવામાં આવે છે જયારે જેપેનીઝમાં "કે" ને બદલે "કા" શબ્દથી સવાલ પુછાય છે જેમ કે—

* ઉપલા દાખલાથી જણાશે કે ગુજરાતીમાં ક્રિયાપદને છેડે જે ફેરફાર પેહેલા બીજા અને ત્રીજા પુરુષમાં થાય છે જેમ કે છું, છે, શ, શો, શે, છીયે, છો, શું, તેવો કશો ફેરફાર જેપેનીઝ ક્રિયાપદમાં થતો નથી; જેપેનીઝ ક્રિયાપદો સઘળા પુરુષોમાં એકસરખાંજ છે.

| | |
|---|---|
| તમે જશો કે? ... ... | અનાતા ઇકીમાશોકા? |
| તે પીશે કે? ... ... | આનોશતો નોમીમાશોકા? |
| હું આવું કે? ... ... | વાતાકુશી કીમાશોકા? |
| હું જાવું છું... ... ... | વાતાકુશી ઇકીમાસ. |
| તું જાય છે... ... ... | આનાતા ઇકીમાસ. |
| તે જાય છે... ... ... | આનોશતો ઇકીમાસ. |
| હું ગયો ... ... ... | વાતાકુશી ઇકીમાસતા. |
| તું ગયો ... ... ... | આનાતા ઇકીમાસતા. |
| તે ગયો ... ... ... | આનોશતો ઇકીમાસતા. |
| હું જઇશ ... ... ... | વાતાકુશી ઇકીમાશો. |
| તમે જશો ... ... ... | આનાતા ઇકીમાશો. |
| તેઓ જશે ... ... ... | આનોશતો ઇકીમાશો. |
| અમે જઇયે છીયે ... ... | વાતાકુશી દોમો ઇકીમાસ. |
| તમે જાવો છો ... ... | અનાતા દોમો ઇકીમાસ. |
| તેઓ જાય છે. ... ... | આનોશતો દોમો ઇકીમાસ. |
| અમે ગયા. ... ... ... | વાતાકુશી દોમો ઇકીમાસતા. |
| તમે ગયા. ... ... ... | આનાતા દોમો ઇકીમાસતા. |
| તેઓ ગયા.... ... ... | આનોશતો દોમો ઇકીમાસતા. |
| અમે જઇશું... ... ... | વાતાકુશી દોમો ઇકીમાશો. |
| તમે જશો... ... ... | આનાતા દોમો ઇકીમાશો |
| તેઓ જશે... ... ... | આનોશતો દોમો ઇકીમાશો. |

**છે; હોવું; પાસે હોવું; પાસે છે.**—આરુ; ઓરુ; ગોઝારુ.*

| | |
|---|---|
| છે, હોવું, પાસે હોવું ... | આરુ; ઓરુ; ગોઝારુ. |
| છું, છે, છો, છીયે ... | આરીમાસ; ઓરીમાસ; ગોઝારી માસ. |
| હતો, હતી, હતું, હતાં ... | આરીમાસતા; ઓરીમાસતા; ગોઝારીમાસતા. |

---

* ગોઝારુ શબ્દ ઘણો સભ્યતા ભરેલો છે અને તેથી સાધારણ રીતે તે વધુ વપરાય છે.

હોશે; પાસે હોશે. ... આરીમાશો; ઓરીમાશો; ગોઝારીમાશો.

છે કે? ... ... ... આરીમાસકા; ઓરીમાસકા; ગોઝારીમાસકા.

નથી; પાસે નથી ... ... આરીમાસેન; ગોઝારીમાસેન.

એ ક્રિયાપદ ઘણું ઉપયોગમાં આવતું અને વધુ અગત્યનું હોવાથી તેનાં બીજાં રૂપો પણ અત્રે જ આપ્યાં છે.

જો હોય તો; પાસે હોય તો... આરીમાસીતારાબા.
હશે; પાસે હશે. ... ... આરીમાશો.
હતું નહીં; પાસે હતું નહીં... આરીમાસેનાનદા.
હોશે નહીં; પાસે હોશે નહીં. આરીમાસુમાઇ.
છે કે; હોશે કે ... ... આરીમાસકા.
હતું કે; પાસે હતું કે? ... આરીમાસતાકા.
કાંઇ જ નથી ... ... નાનીવો આરીમાસન.
એમ છે ... ... ... સો દસ.*
એમ છે કે? ... ... સોદસકા? સોદે ગોઝાઇમાસકા?
એમ નથી. ... ... સોદે આરીમાસન; સોદે ગોઝાઇમાસન.

---

## થોડાંક વધુ ક્રિયાપદો.

**લખવું—કાકુ.**

લખવું. ... ... ... કાકુ.
લખે છે. ... ... ... કાકીમાસ.
લખ્યું. ... ... ... કાકીમાસતા.
લખશે. ... ... ... કાકીમાશો.
લખ. ... ... ... કાકેતે.

---

* "સો દસ" એ "સોદે ગોઝારીમાસ"નું ટુંકુ રૂપ છે અને એ રૂપ વારંવાર વપરાય છે માટે તે બરોબર યાદ રાખવું.

**વાંચવું—યોમુ.**

| | | | | |
|---|---|---|---|---|
| વાંચવું. | ... | ... | ... | યોમુ. |
| વાંચે છે. | ... | ... | ... | યોમીમાસ. |
| વાંચ્યું. | ... | ... | ... | યોમીમાસતા. |
| વાંચશે. | ... | ... | ... | યોમીમાશો. |
| વાંચ. | ... | ... | ... | યોનદે. |

**લેવું—તોરુ.**

| | | | | |
|---|---|---|---|---|
| લેવું... | ... | ... | ... | તોરુ. |
| લેછે.... | ... | ... | ... | તોરીમાસ. |
| લીધું.... | ... | ... | ... | તોરીમાસતા. |
| લેશે.... | ... | ... | ... | તોરીમાશો. |
| લે. ... | ... | ... | ... | તોત્તે. |

**લાવવું—મોતેકુરુ.**

| | | | | |
|---|---|---|---|---|
| લાવવું... | ... | ... | ... | મોતેકુરુ. |
| લાવુંછું. | ... | ... | ... | મોતેકીમાસ. |
| લાવ્યો. | ... | ... | ... | મોતેકીમાસતા. |
| લાવશે... | ... | ... | ... | મોતેકીમાશો. |
| લાવ ... | ... | ... | ... | માતકીતે. |

**કરવું—સુરૂ; દેકીરૂ.***

| | | | | |
|---|---|---|---|---|
| કરવું ... | ... | ... | ... | સુરુ; દેકીરુ. |
| કરે છે... | ... | ... | ... | સીમાસુ; દેકીમાસ. |
| કીધું ... | ... | ... | ... | સીમાસતા; દેકીમાસતા. |
| કરીશ... | ... | ... | ... | સીમાશો; દેકીમાશો. |
| કર ... | ... | ... | ... | સીતે. |

**ઉછીનું લેવું—કારુ.**

| | | | | |
|---|---|---|---|---|
| ઉછીનું લેવું. | ... | ... | ... | કારુ |
| ઉછીનું લે છે. | ... | ... | ... | કારીમાસુ. |
| ઉછીનું લીધું. | ... | ... | ... | કારીમાસતા. |
| ઉછીનું લેશે. | ... | ... | ... | કારીમાશો. |
| ઉછીનું લે. | ... | ... | ... | કારીતે. |

* દેકીરૂનો અર્થ કરી શકવું થાય છે.

### વેચવું—ઉરૂ.

| | |
|---|---|
| વેચવું.... | ઉરૂ. |
| વેચું છું. | ઉરીમાસુ. |
| વેચ્યું.... | ઉરીમાસતા. |
| વેચશે... | ઉરીમાશો. |
| વેચ ... | ઉત્તે. |

### ખરીદવું—કાઉ.

| | |
|---|---|
| ખરીદવું. | કાઉ. |
| ખરીદે છે. | કાઇમાસુ. |
| ખરીદ્યું. | કાઇમાસતા. |
| ખરીદશે. | કાઇમાશો |
| ખરીદ... | કોઓતે. |

### જાણવું—શીરુ; વકારું*

| | |
|---|---|
| જાણવું.... | શીરુ; વકારુ. |
| જાણે છે.... | શીરીમાસુ; વકારીમાસુ. |
| જાણ્યું. ... | શીરીમાસતા; વકારીમાસતા. |
| જાણશે ... | શીરીમાશો; વકારીમાશો. |
| જાણ. ... | શીતે; વકોતે. |
| જાણતો નથી. | શીરીમાસન; વકારીમાસન. |

### પુછવું—તોઉ; તાનોમુ.

| | |
|---|---|
| પુછવું... | તોઉ; તાનોમુ. |
| પુછે છે... | તોઇમાસુ; તાનોમીમાસુ. |
| પુછ્યું.... | તોઇમાસતા; તાનોમીમાસતા. |
| પુછશે.... | તોઇમાશો; તાનોમીમાશો. |
| પુછ ... | તોઓતે. |

---

* વકારુ એટલે સહમજવું, ધ્યાનમાં ઉતરવું પણ થાય છે.

# નામ.

ઉપર જે ક્રિયાપદો શીખી ગયા તેઓનો ઉપયોગ સર્વનામ ઉપરાંત નામ સાથ પણ કરવાનું બની આવે તે માટે નીચે થોડાંક નામ આપી તેઓને ક્રિયાપદ તથા સર્વનામ સાથ વાકયમાં કેવી રીતે ગોઠવવામાં આવે છે તેના દાખલા આપ્યા છે.

જાણવું જોઇયે કે એક ગુજરાતી વાકયમાં જે નીયમે નામ, સર્વનામ તથા ક્રિયાપદ આવે છે તેજ નીયમ જેપેનીઝ ભાષામાં પણ છે.

| | | | |
|---|---|---|---|
| છોકરું... | ... કોદોમો. | છત્રી ... | ...કાસા. |
| ચોપડી... | ... હોન. | પયાલું ... | ...ચાવાન. |
| પેટી ... | ... હાકો. | પત્ર ... | ...તેગામી. |
| કામ ... | ... શીંગોતો. | પઇસા... | ...કાને, કીન. |

છોકરું ચોપડી વાંચે છે... ... કોદોમો હોન યોમીમાસ.
મેં પત્ર લખયો. ... ... વાતાશી તેગામી કાકેમાસતા.
તે કામ કરશે. ... ... આનોશતો શીંગોતો સીમાશો.
છોકરો છત્રી લાવ્યો..... ... કોદોમો કાસા મોતેકીમાસતા.
તેણે પ્યાલું ખરીદયું ... ... આનોશતો ચાવાન કાઇમાસતા.
અમે પેટી લઇશું ... ... વાતાશીદોમો હાકો તોરીમાશો.
તું પઇસા ઉછીના લે છે. ... આનાતા કાને કારીમાસ.

## વિભક્તિ.

—✲✲✲✲—

ગુજરાતીમાં જેવી રીતે નામને છેડે વિભક્તીના પ્રત્યય લાગે છે તેમજ જેપેનીઝમાં પણ પ્રત્યય લાગે છે. જેપેનીઝ પ્રત્યય ગુજરાતીને કેટલેક દરજ્જે મળતા આવે છે.

### છોકરૂં—કોદોમો.

છોકરૂં (કર્ત્તા તરીકે) ... ... ... કોદોમો અથવા કોદોમોગા.
છોકરાંનો, છોકરાંની, છોકરાંનું—નાં. ... કોદોમોનો; કોદોમોગા.
છોકરાંને ... ... ... ... ... કોદોમોની; કોદોમોએ.
છોકરાં (કર્મ તરીકે) ... ... ... કોદોમો; કોદોમોવો.
છોકરાંથી, છોકરાં પાસેથી... ... ... કોદોમોકારા; કોદોમોયોરી.
છોકરાં તરફ, છોકરાનું અથવા છોકરાંમાં... કોદોમોની.
છોકરાં વડે, છોકરાથી ... ... ... કોદોમોદે.

---

## જાતી.

જેપેનીઝ ભાષામાં નર અને નારી જાતીનો તફાવત ખુલ્લી રીતે દરશાવવામાં આવતો નથી અને અમુક શબ્દ નર માટે છે કે નારી માટે તે સંબંધ ઉપરથી સહમજી લેવામાં આવે છે; જેમ કે ઉમા એટલે ઘોડો અથવા ઘોડી; કોદોમો એટલે છોકરો અથવા છોકરી; તોરી એટલે મરઘા અથવા મરઘી.

કેટલાક શબ્દો માત્ર નર જાતીમાંજ વપરાય છે જ્યારે કેટલાક ફકત નારી જાતીમાં વપરાય છે જેમ કે:—

| | | | |
|---|---|---|---|
| ઓતોકો... ... | મરદ. | ઓન્ના ... | ...ઓરત. |
| મુસોકો ... ... | છોકરો. | મુસમી ... | ...છોકરી. |

જ્યાં નર અને નારી જાતી ખાસ જણાવવાની જરૂરજ હોયછે ત્યાં નર જાતી માટે "ઓ" અથવા "ઓન" અને નારી જાંતી માટે "મે" શબ્દો નામની પેહેલાં મુકવામાં આવે છે. જેમકે—

| | | | |
|---|---|---|---|
| ઓનતોરી ... | ... મરઘો. | મેનતોરી ... | ... મરઘી. |
| ઓઉશી .. | ... ગોધો. | મેઉશી ... | ... ગાય. |

જીવ વગરની ચીજોનાં સઘળાં નામો (અંગ્રેજીની માફક) નાન્યતર જાતીમાં ગણાય છે.

---

## વચન.

અમુક નામ એક વચનમાંજ છે એવું ખાસ દેખાડવું પડે ત્યારે નામની પેહેલાં અથવા પછવાડે હીતોત્સુ, હીતો કે ઇચી (એટલે એક) શબ્દ વપરાય છે. જેમકે—

હાકો હીતોત્સુ... ... ... ...એક પેટી.
હીતો હોન ... ... ... ...એક ચોપડી.

બહુ વચન પણ જયાં ખાસ જરૂર પડે ત્યાંજ દેખાડવામાં આવે છે, અને નહીં તો સંબંધ ઉપરથી સહમજી લેવામાં આવે છે. જયાં બહુવચન ખાસ જણાવવું હોય ત્યાં નામની પાછલ "દોમો", "ગાતા", "રા" વગેરે પ્રત્યય વાપરવામાં આવે છે; જેમકે

નીનસોકુ દોમો ... ... હેલકરીઓ.
યાકુનીન ગાતા ... ... અમલદારો.
કોદોમોરા ... ... ... છોકરાંઓ.

---

## ખાવાપીવાની જણસો—સોકુમોત્સુ.

ખાવાનું—તાબેમોનો
ચોખા—કોમે.
ચાવલ(રાંધેલા)—ગોઝેન; મેશી.
પાંઉ, રોટી—પાન.
ભુજેલુંપાંઉ—યાકીપાન.
કેક—કવાશી.
બીસકીટ—બીસુકી.
બીફ સ્ટીક---બીફુતેકી.
બેકન—શીઓબુતા.
ગોસ્ત—નીકુ.
બકરાંનું માસ—હીત્સુજીનો નીકુ.
ખીમો—હાયાશી નીકુ.
મરઘી—તોરી.
ઇંડું—તામાગો.

માખણ—બાતા.
આટો—કો; કોના.
ઘઉં—કોમુગી.
ઘઉંનો આટો—ઉદોનકો.
ચોખાનો આટો—કોમેનો કો.
બીફ—ગીયુ નીકુ.
રોસ્ટ બીફ—યાઇતા ગીયુનીકુ.
ચીઝ—ચીઝુ.
સેવ—ઉદોન.
માછલી—સાકાના.
બાફેલું ઈંડું—યુદે તામાગો.
અરધું બાફેલું ઈંડું—તામાગોનો હાન જીકુ.
આખીદાળનું ઈંડું—તમાગોનો ફુરાઇ.
ઈંડાંની સફેદી—તામાગોનો શીરોમી.
ઈંડાંની દાળ—તામાગોનો કીમી.
તેલ, ઘી—અબુરા.
ખાંડ—સાતો.
ચાહ—ઓચા.

## ભાજીતરકારી—યાસાઈ.



ગાજર—નીનજીન.
કેબેજ—કયાબેજી; બોતનના.
કાકરી—કયુરી.
પટેટા—ઇમો.
સકરકંદ—સત્સુમા ઇમો.
દુધી—હીયોતાન; ફુકુબી.
કોળું—કાબોચા.
ટોમેટો—આકાનાસુ.
વેગણાં—નાસુ.
સળગમ—કાબુ.
વટેણા—એનદોમામે.
દાળ—મામે.
સાલેદ—ચીસા.
મુળા—દાઇકોન.

## ફ્રુટ—કુદામોનો.



સફરજન—રીંગો.
એપ્રીકોટ—આનઝુ.
ચેરી—સાકુરામબો.
ચેસ્ટનટ—કુરી.
દાડમ—ઝાકુરો.
ખડબુચુ—માકુવાયુરી.
તડબુચ—સીયુકવા.
કેળાં—બનાના.

અંજીર—ઇચીજીકુ.
સ્ત્રાબેરી;—ઇચીગો.
દરાખ—બુદો.
નારંગી—મીકાન.
મોસંબી—નાનકીન મીકાન
પીચ—મોમો.
પેર—નાશી.
સેંતુર—કુવા; કોઝુ.
લીંબુ—યુઝુ.
નાળયર—યાશી.
બદામ—બોતાનકયો.
દરાખ—હોસીબુદો.
અખરોટ—કુરુમી.

## મસાલો—યાકુમી.

અચાર—ત્સુકેમોનો.
નીમક—શીઓ.
રાઇ—કારાશી.
મરી—તોગારાશી.
લસણ—નીનનીકુ.
કાંદો—નેગી.
આદુ—શોગા.
તજ—નીકકેઇ.
લવંગ—ચોજી.
સાસ—સોસુ.
સરકો—સુ.

## પીવાનું—નોમીમોનો.

બ્રાંડી—બુરાનદી.
વહીસ્કી—વુસુકી.
બીર—બીરૂ.
શેમપેન—શામપેન.
વાઇન—બુદોશુ.
જેપેનીઝ દારૂ—સાકે.
સોડાવાટર—સોડાસુઇ.
હીરાનોવાટર-હીરાનોસુઇ.
લેમોનેડ—રામુને.
આઇસ—કોરી.
પાણી—મીઝુ.
પીવાનું પાણી—નોમી મીઝુ.
ગરમ પાણી (પીવાનું )-ઓ સાયુ.
ગરમ પાણી—ઓયુ.
બરફનું પાણી—કોરી મીઝુ.
ચાહ—ઓચા.
કાફી—કોહી.
દુધ—ચીચી.

નાસતો—આસા મેશી. રાતનું ખાણું—બાન મેશી.
બપોરનું ખાણું—હીરુ મેશી. રીફ્રેશમેંટ—શોકુ મોત્સુ.
પીકનીકે લઇ જવાનું ખાવાનું (ભાત્યું) બેનતો.

---

## આપવું—આગેરૂ.

—☆☆☆☆—

આપવું ક્રિયાપદનું જેપેનીઝ આગેરુ, યારુ, વાતાસુ તથા ઓકુરુ થાય છે. પણ કોઇ પણ ચીજ માગતી વખતે અંગ્રેજીમાં જેમ Please શબ્દ વપરાય છે જેમ કે, Bread please, sugar please અને ગુજરાતીમાં "મેહેરબાની કરશો" શબ્દો વપરાય છે, જેમકે "રોટીની મેહેરબાની કરશો," "ખાંડની મેહેરબાની કરશો" તેમ જેપેનીઝમાં "કુદાસાઇ" શબ્દ વપરાય છે, જેમકે "પાન કુદાસાઇ"–"સાતો કુદાસાઇ," વગેરે.

ઉપલાં નામો શીખવા બાદ એ ચીજો માગતી વેળા ક્રિયાપદની ગેરહાજરીમાં ગુંચવાડો થાય નહીં તે માટે "કુદાસાઇ" શબ્દ વિષે એટલો ખુલાસો જરૂરનો છે.

**આપવું–આગેરુ, યારુ; વાતાસુ.** *

આપવું ... આગેરુ; યારુ; વાતાસુ.
આપે છે ... આગેમાસ; યારીમાસ; વાતાસીમાસ.
આપ્યું ... આગેમાસતા; યારીમાસતા; વાતાસીમાસતા.
આપશે ... આગેમાશો; યારીમાશો; વાતાસીમાશો.
આપ.. ... આગેતે; યાતે; વાતાસીતે.

---

* એ ત્રણે શબ્દો શીખવા જરૂરના છે, કારણ કે એ ત્રણે સાધારણ રીતે વપરાય છે. આગેરુનો અર્થ તળવું પણ થાય છે જેમ કે સાકાનાવો આગેરુ–માછલી તળવી. યારુ તથા વાતાસુનો અર્થ મોકલવું પણ થાય છે.

## સવાલ—જવાબ.

હા, હાજી—હે. ના, નહીંજી—ઇયે; યા.

જેપાનીઝો સવાલનો જવાબ હા કે નાથી વાળવાનું પસંદ કરતા નથી, પણ સવાલ પુછવા માટે જે ક્રિયાપદ વાપરવામાં આવ્યું હોય તે ક્રિયાપદની મદદવડે અથવા બીજી રીતે જવાબ વાળે છે જેમ કેઃ—

શેઠ આવ્યા કે? ... ... દાનાસાન કીમાસતા કા?
આવ્યા છે ... ... ... કીમાસતા.
હજી નથી આવ્યા... ... માદા દસ.
શેઠ છે કે? ... ... ... દાનાસાન વા ઓરીમાસકા?
નહીં, હજી નથી આવ્યા... માદા માયરીમાસન.
કાગજ મોકલશો કે? ... તેગામી યારીમાશો કા?
હા, મોકલશું.. ... ... યારીમાશો.

## ક્રિયાપદના સાદાં રૂપો.



સહાયકારક ક્રિયાપદ "માસુ"ની મદદ વડે કરેલાં ક્રિયાપદના ઉપલાં રૂપો વાપરવાનું સભ્યતા ભરેલું ગણવામાં આવે છે માટે સઘળા ક્રિયાપદોનાં રૂપો આ પુસ્તકમાં તેવીજ રીતે આપેલાં છે; પણ તે છતાં ક્રિયાપદના સાદાં રૂપો, એટલે સહાયકારક "માસુ"ની મદદ વગર થતાં રૂપો પણ ઘણીવાર વપરાય છે અને તે જાણવા જરૂરનાં હોવાથી તેના દાખલા નિચે આપ્યા છેઃ—

**આવવું-કુરુ.**

### સાદાં રૂપો.

આવવું ... ... ... ... કુરુ.
આવું છું-આવે છે ઇ૦.. ... કુરુ.
આવ્યો ... ... ... ... કીત્તા.

| | |
|---|---|
| આવશે ... ... ... ... | કુરુ. |
| આવ્યો છે.. ... ... ... | કીત્તા. |
| જો આવે તો ... ... ... | કુરેબા. |
| જો આવ્યો તો... ... ... | કીત્તારા; કીત્તારાબા. |
| જો કે આવે છે... ... ... | કુરેદો. |
| જો કે આવ્યો ... ... ... | કીતારેદો. |
| આવવા માગુંછું... ... ... | કીતાઇ. |
| આવીને ... ... ... ... | કીતે. |
| આવ (હુકમ રૂપે) ... ... | કો-ઇ ? |
| અવાવવું ... ... ... ... | કોસાસેરુ. |

કરવું-સુરુ.

| | |
|---|---|
| કરવું. ... ... ... .. | સુરુ. |
| કરે છે; કરું છું... ... ... | સુરુ. |
| કીધું. ... ... ... ... | શીત્તા. |
| કરશે. ... ... ... ... | સુરુ. |
| કીધું છે ... ... ... ... | શીત્તા. |
| જો કરે તો ... ... ... | સુરેબા. |
| જો કીધું... ... ... ... | શીત્તારા; શીતારાબા. |
| જો કે કરે છે ... ... ... | સુરે દો. |
| જો કે કીધું ... ... ... | શીત્તારે દો. |
| કરવા ઇચ્છું છું... ... ... | શીત્તાઇ. |
| કરીને ... ... ... ... | શીત્તે. |
| કર.. ... ... ... ... | શી-રે. |
| કરાવવું ... ... ... ... | સાસેરુ. |

---

## નકાર બતલાવનારાં રૂપો.



**આવવું—કુરુ.**

આવવું ... ... ... ... કુરુ.
આવતો નથી ... ... ... કોનુ; કોનાઇ.
આવ્યો નહીં ... ... ... કોનાકાતા; કોનાનદા.
આવશે નહીં ... ... ... કોનુ; કોનાઈ.
આવેલો નથી ... ... ... કોનાકાતા; કોનાનદા.
જો નહીં આવે તો ... ... કોનાકેરેબા; કોનેબા.
જો નહીં આવ્યો તો ... ... કોનાકાતા; કોનાનદારા.
જો કે નથી આવતો ... ... કોનાકેરેદો; કોનેદો.
જો કે આવ્યો નહીં ... ... કોનાકાતાકેરેદો; કોનાનદારેદો.
આવવા માગતો નથી ... ... કીતાકુનાઇ.
નહીં આવીને ... ... ... કોઝુ; કોનાકુતે.

**કરવું—સુરુ.**

કરવું. ... ... ... ... સુરૂ.
કરતો નથી. ... ... ... સોનુ; શીનાઇ.
કીધું નહીં. ... ... ... શીનાકાતા; શીનાનદા.
કરશે નહીં.. ... ... ... સેનુ; સીનાઇ.
કરેલું નથી. ... ... ... શીનાકાતા; સે–નાનદા.
જો નહીં કરે તો ... ... ... શીનાકેરેબા; સેનાબા.
જો નહીં કીધું તો ... .. શીનાકાતા; સેનાનદા.
જો કે નથી કરતો. ... ... શીનાકેરેદો, સીનેદો.
જો કે કીધું નહીં. ... ... શીનાકાતાકેરેદો;સીનાનદેરેદો.
કરવા માગતો નથી ... ... શીતાકુનાઈ.
નહીં કરીને. ... ... ... શીનાકુતે; સેઝુ.

ક્રિયાપદનાં નકાર દેખાડનારાં રૂપો સહાયકારક ક્રિયાપદ "માસુ" ની મદદવડે નીચે મુજબ થાય છે:—

## ઉછીનું લેવું—કાસુ.



| સાદાં રૂપ. | નકાર રૂપ. |
|---|---|
| ઉછીનું લે છે—કાશીમાસુ. | ઉછીનું લેતો નથી—કાશીમાસેન. |
| ઉછીનું લીધું—કાશીમાસતા. | ઉછીનું લીધું નહીં—કાશીમાસેન દેશીતા. |
| ઉછીનું લેશે—કાશીમાસો. | ઉછીનું લેશે નહીં—કાશીમાસુમાઇ. |
| જો ઉછીનું લેય—કાશીમાસુરેબા. | જો ઉછીનું લે નહીં—કાશીમા-સેનાકેરેબા. |
| જો ઉછીનું લીધું—કાશીમાશી-તારા. | જો ઉછીનું નહીં લીધું—કાશીમા-સેન દેશીતારા. |

## સંખ્યા.



ગુજરાતીમાં એકથી વીશ સુધી સંખ્યા બતાવવા માટે જુદા જુદા શબ્દો બોલાય છે; પણ જેપેનીઝમાં એકથી દશ સુધીની સંખ્યા માટે જુદા બોલો છે જ્યારે પછીની સંખ્યા "દશ ને એક," "દશ ને બે," દશને ત્રણ" એવી રીતે બોલાયછે. એકથી દશ સુધી ગણવા માટે બે જાતના આંકડા છે; જેમાંના એક અસલ જેપેનીઝ છે જ્યારે બીજા ચીનાઇ ભાષામાંથી લીધેલા છે. પણ જેપેનીઝ આંકડા એકથી દશ સુધીની સંખ્યા ગણવામાં જ વપરાય છે અને દશથી વધુની ગણત્રીમાં તો ચીનાઇ ભાષામાંથી લીધેલા આંકડાજ કામ આવે છે. એ બને આંકડા એક સરખા સાધારણ ઉપયોગમાં હોવાથી તે નીચે આપ્યા છે:—

## સંખ્યા—કાઝુ.



| ગુજરાતી. | ચીનાઈ. | ગુજરાતી. | ચીનાઈ. |
|---|---|---|---|
| એક ... ... | ઇચી. | બાવીસ ... | નીજુ ની. |
| બે ... ... | ની. | (અને એ પ્રમાણે આગળ) | |
| ત્રણ ... ... | સાન. | ત્રીશ ... ... | સાન જુ. |
| ચાર ... ... | શી. | ચાલીસ.. ... | શી જુ. |
| પાંચ ... ... | ગો. | પચાસ... ... | ગો જુ. |
| છ ... ... | રોકુ. | સાઠ ... ... | રોકુ જુ. |
| સાત ... ... | શીચી. | સીતેર... ... | શીચી જુ. |
| આઠ ... ... | હાચી | હેંસી ... ... | હાચી જુ. |
| નવ ... ... | કુ. | નેવુ ... ... | કુ જુ. |
| દશ ... ... | જુ. | સો ... ... | હ્યાકુ. |
| અગ્યાર.. ... | જુ ઇચી. | બસો ... ... | ની હ્યાકુ. |
| બાર ... ... | જુ ની. | ત્રણસો... ... | સાંબ્યા કુ. |
| તેર ... ... | જુ સાન. | (અને એ પ્રમાણે આગળ) | |
| ચઉદ ... ... | જુ શી. | હજાર ... ... | સેન. |
| પંદર ... ... | જુ ગો. | બે હજાર ... | ની સેન. |
| સોળ ... ... | જુ રોકુ. | (અને એ પ્રમાણે આગળ) | |
| સતર ... ... | જુ શીચી. | દશ હજાર ... | માન. |
| અઢાર... ... | જુ હાચી. | લાખ ... ... | જુ માન. |
| ઓગણીસ ... | જુ કુ. | દશ લાખ ... | હયાકુ માન. |
| વીસ ... ... | ની જુ. | કરોડ ... ... | સેન માન. |
| એકવીસ ... | નીજુ ઇચી. | | |

---

## દાખલા.



યન ૧૨,૯૨૫—ઇચીમાન નીસેન કુહ્યાકુ નીજુ ગો યન.

રૂપયા ૨,૨૩,૨૫૬—નીજુની માન સાનસેન નીહ્યાકુ ગોજુરોકુ રૂપી.

| ગુજરાતી. | જેપેનીસ. | ગુજરાતી. | જેપેનીસ. |
|---|---|---|---|
| એક. ... | હીતોત્સ. | છ ... | ... મુત્સ. |
| બે... ... | ફુતાત્સ. | સાત ... | ... નાનાત્સ. |
| ત્રણ. ... | મીત્સ. | આઠ ... | ... યાત્સ. |
| ચાર. ... | યોત્સ. | નવ ... | ... કોકોનાત્સ. |
| પાંચ. ... | ઇત્સુસ. | દશ ... | ... તોઓ. |

આંકડાઓ બોલવામાં ઘણીવાર નામની પાછળ પણ બોલાય છે જેમ કે મીકાન મીત્સ; નારંગી ત્રણ.

---

## અનુક્રમ.

| | | | |
|---|---|---|---|
| પેહેલો ... | દાઇ ઇચી. | ચોથો ... | ... દાઇ શી. |
| બીજો ... | દાઇ ની. | પાંચમો... | ... દાઇ ગો. |
| ત્રીજો.. ... | દાઇ સાન. | છઠ્ઠો ... | ... દાઇ રોકુ. |

અને એ પ્રમાણે અનુક્રમ દેખાડવા માટે સંખયા આગળ "દાઇ" શબ્દ વાપરવો.

| | | | |
|---|---|---|---|
| એક વાર ... | ઇચી દો. | નવ વાર.. | ... કુ તાબી. |
| બે વાર ... | ની દો. | દશ વાર.. | ... જુ તાબી. |
| ત્રણ વાર ... | સાન દો. | બમણું ... | ... ની બાઇ. |
| ચાર વાર ... | યો તાબી. | ત્રમણું ... | ... સાંમબાઇ. |
| પાંચ વાર ... | ગો તાબી. | ચારગણું... | ... શી બાઇ. |
| છ વાર ... | રોકુ તાબી | પાંચગણું... | ... ગો બાઇ. |
| સાત વાર ... | શીચી તાબી. | દશગણું... | ... જુ બાઇ. |
| આઠ વાર ... | હાચી તાબી. | | |

ગુજરાતીમાં જેમ કેટલીક ચીજોની ગણત્રી માટે આંકડાઓ સાથ ખાસ શબ્દો બોલાય છે:—જેમ કે ત્રણ જણ; ચાર જણ (માણસ) કાગજના તાવ પાંચ; શાહીની બાટલી બે; ઘડયાલ

નંગ ત્રણ; મોજાની જોર એક; મૂળાની પણી ચાર વગેરે, તેમ જેપેનીઝમાં પણ જુદા જુદા શબ્દો વપરાય છે. જેપેનીઝ ભાષામાં એ રીત જરા અઘરી છે. એ ભાષામાં એવી રીતે વપરાતા કેટલાક શબ્દો તેના ખુલાસા સાથ નીચે આપ્યા છે:—

ગુજરાતીમાં માણસની સંખ્યા બોલતી વેળા આપણે "જણ" શબ્દ વાપરયે છીયે જેમકે, ત્રણ જણ, સાત જણ, તેવી રીતે જેપે- નીઝમાં "નીન" શબદ વપરાય છે; જેમકે સાનનીન–ત્રણ જણ; સીચી નીન–સાત જણ; નીનસોકુ ની નીન–મજુર બે જણ.

કાપડના તાકા, પક્ષી વગેરેની ગણત્રી કરતી વેળા "હીકી" શબદ વપરાય છે જેમકે રેશમી કાપડનો તાકો એક—કીનુ ઇપ પીકી (ઇપ–હીકી)

લાંબી, ગોળ ચીજો જેવી કે બાટલી, પેનસીલ, ઝાડ, વગે- રેની ગણત્રી "હોન" શબ્દની મદદ પડે થાય છે જેમકે કાસા નીહોન—છત્રી બે નંગ; સોડાસુઇ ઇપપોન—સોડાવાટરની બાટલી એક

રીક્ષા, પાલખી વગેરે હાથા સાથની ચીજો લાકડી, મીનબતી, બંદુક, ઓજારો, વાસણ વીગેરેની ગણત્રી કરતી વેળા સંખ્યા દેખાડનાર આંકડા સાથ "ચો" બોલ વપરાય છે જેમ કે કુરુમા સાનચો—રીક્ષા નંગ ત્રણ, રોસોકુ ગોચો—મીનબતી નંગ પાંચ.

કાગજના તાવ, રકાબી, સીકા વગેરે માટે "માઇ" શબદ વપરાય છે જેમકે નીમાઇ; શીચીમાઇ વગેરે.

કીમોનો શીચીમાઇ—કપડાં સાત નંગ.

મકાનોની ગણત્રી માટે "કેન" શબદની મદદ લેવામાં આવે છે જેમકે, તેરા કુ કેન—દેવળ નવ.

જે ચીજોમાં પ્રવાહી ભરી શકાય જેવાંકે પ્યાલાં, ગ્લાસ વગેરેની ગણત્રી માટે "હાઇ" બોલ વપરાય છે. જેમકે કોપુ ઇપપાઇનો મીઝુ—એક કપ ભરીને પાણી.

જે ચીજોની જોડી વપરાય છે જેમકે બુટ, મોજાં વગેરે તે શબદોમાં જોડીનો અરથ "સોકુ" શબદની મદદથી દરશાવાય છે, જેમકે, કુત્સુ શી સોકુ—બુટની જોડ ચાર.

# વિશેષણ.

ગુજરાતીમાં નામની જાતી અને વચન મુજબ વિશેષણમાં ફેરફાર થાય છે જેમકે કાળો ડગલો, કાળી ટોપી, કાળું બુટ, કાળાં વાદળાં ઇ૦; પણ જેપેનીઝમાં તેવો કશો ફેરફાર થતો નથી જેમકે કુરો આહોરી; કુરો બોશી; કુરો કુત્સુ; કુરો કુમો.

## થોડાંક અગત્યનાં વિશેષણ હેઠળ આપ્યા છે:—

| ગુજરાતી. | જેપેનીસ. | ગુજરાતી. | જેપેનીસ. |
|---|---|---|---|
| સફેદ ... | શીરોઇ. | સાંકડું ... | સીમાઈ. |
| કાળું ... | કુરો. | ટુંકું.. ... | મીજીકાઇ. |
| લાલ ... | આકાઇ. | ઉંચું. ... | તાકાઇ. |
| ગુલાબી ... | બારાનો ઇરો. | નીચું ... | હીકુઇ. |
| પીળું ... | કી ઇરો. | ત્રીકોણાકાર. | સાનકાકુ. |
| બલુ. ... | આવો; આંવોઇ. | સમચોરસ.. | શીકાકુ. |
| ભુરું. ... | નેઝુમી ઇરો. (ઉંદરનો રંગ). | જરા. ... | સ્કોશ. |
| | | ઘણું. ... | થકસાં. |
| લીલો ... | મીદોરી. | વધારે ... | મોત્તો. |
| જાંબુડો ... | મુરાસાકી. | પુષ્કળ ... | જુબન; તાનતો. |
| રાખોડી રંગ. | હાઇ ઇરો. | નબળું ... | યોવાઇ. |
| ઘેરો. ... | કોઇ. | જોરાવર ... | ત્સુયોઇ. |
| ઝાંખો ... | યુસુઈ. | ખાટું ... | સુઇ. |
| ચળકતું ... | હીકારુ. | મીઠું. ... | આમાઇ. |
| સારું ... | ઇઇ; યોઈ. | તીખું ... | કારાઇ. |
| ઘણું સારું.. | ઇચીબાન યોઇ. | કડવું ... | નીગાઇ. |
| ફક્કડ. ... | રીપપા. | સ્વાદિષ્ટ ... | આમાઇ. |
| ખરાબ ... | વારૂઇ. | બેસ્વાદ ... | માઝુઇ. |
| લાંબું. ... | નાગાઇ. | કાચું ... | જુકુસેનુ. |
| પોહલું ... | હીરોઇ. | પાકું. ... | જુકુશીતા. |

ડાહયો ... કાશીકોઇ.
બેવકુફ ... બાકા.
માયાળુ ... શીનસેત્સુ.
ઘાતકી ... ફુશીનસેત્સુ.
પ્રમાણીક.. શોઓજીકી.
અપ્રમાણિક ફુશોઓજીકી.
હોશયાર... જોઝના.
ઢીંગણું ... સેઇનો હીકુઇ.
મોટું ... ઓકી.
નાનું ... ચીસાઇ.
નવું.. ... અતારાશી; શીન.
જુનું ... ફુરુઇ.
સાચું ... હોનતો.
જુઠું. ... ઉસો.
સસતું ... યાસુઇ.
મોઘું ... તાકાઇ.
સેહેલું ... યાસુઇ.
મુસ્કેલ ... મુઝકાશી.
ખુબસુરત .. કીરેઇ; ઉત્સુકુસી; ભેપપીન.
બદસુરત ... મીગુરુશીઇ; કીતાનાઇ; મીનીકુઇ.
સુઘડ ... કીરેઇ.
ગંદીલું ... કીતાનાઇ.
જમણું ... મીગી

ડાબું. ... હીદારી.
સીધું. ... માસુગુ.
સભ્ય ... તેઇનેઇ.
અસભ્ય ... શીતસુરેઇ; રીયોગવાઇ.
બોલકણું ... નીગીયાકી.
ગરીબ ... બીમબો.
તવંગર ... ખાનેમોચી.
માદું.. ... બયોકી.
સાજું ... તાસશાના.
અદેખું ... યાકીમોચી.
લંગડું. ... ચામબા; બીકકો: આશીનાઇ.
લુલું.. ... તેનાઇ.
આંધળું ... મેકુરા.
બેહેરું ... ત્સુનબો.
એકળવાયું... સામોશી.
નસીબદાર... અનનો યોઇ.
કમનસીબ... અનનો વારાઇ.
આગળું ... ઓમોતેનો.
પાછળું ... ઉરાનો.
નગ્ન. ... હાદાકા.
હસવા સરખું. ઓકાશીઇ.
ખડબચડું... આરાઇ.
વિચિત્ર ... કીતાઇ.
છુપું. ... હીમીત્સુ.

# થોડાંક વધુ ક્રિયાપદો.



## વધારવું-માસુ; કએરુ.

વધારવું ... ... ... માસુ; પુએરુ.
વધારેછે ... ... ... માસીમાસુ; પુએરીમાસુ.
વધાર્યું ... ... ... માસીમાસતા; પુએરીમાસતા.
વધારશે ... ... ... માસીમાશો; પુએરીમાશો.

## ઘટાડવું-હેરુ; ગેનઝુરુ.

ઘટાડવું ... ... ... હેરુ; ગેનઝુરુ.
ઘટાડેછે ... ... ... હેરીમાસુ; ગેનઝુરીમાસુ.
ઘટાડયું ... ... ... હેરીમાસતા; ગેનઝુરીમાસતા.
ઘટાડશે ... ... ... હેરીમાશો; ગેનઝુરીમાશો.

## કહેવું; બોલવું-હનાસુ; ઇયુ.

કહેવું; બોલવું ... ... હનાસુ; ઇયુ.
કહેછે; બોલેછે. ... ... હનાસીમાસુ; ઇમાસુ.
કહ્યું; બોલ્યો ... ... હનાસીમાસતા; ઇમાસતા.
કહેશે; બોલશે ... ... હનાસીમાશો; ઇમાશો.
કહે; બોલ... ... ... હનાસતે; યુતે.

## રડવું-નાકુ.

રડવું... ... ... ... નાકુ.
રડેછે ... ... ... નાકીમાસુ.
રડયો. ... ... ... નાકીમાસતા.
રડશે.. ... ... ... નાકીમાશો.
રડ ... ... ... ... નાઇતે.

## ચાહવું-આઇસુરુ; કાવાઇગારુ; રેમબોસુરુ.

ચાહવું. આઇસુરુ; કાવાઇગારુ; રેમબોસુરુ.
ચાહેછે. આઇસીમાસુ; કાવાઇગાઇમાસુ; રેમબોસીમાસુ.
ચાહ્યું. આઇસીમાસતા; કાવાઇગાઇમાસતા; રેમબોસીમાસતા.
ચાહશે. આઇસીમાશો; કાવાઇગાઇમાશો; રેમબોસીમાશો.
ચાહ.. આઇસીતે. કાવાઇગાઇતે; રેમબોસીતે

હસવું–વારાઉ.

હસવું.. ... ... ... વારાઉ.
હસેછે ... ... ... વારાઇમાસુ.
હસ્યો ... ... ... વારાઇમાસતા.
હસશે ... ... ... વારાઇમાશો.
હસ... ... ... ... વારોતે.

મરી જવું–શીનેરુ.

મરી જવું... ... ... શીનેરુ.
મરી જાયછે ... ... શીનેમાસુ.
મરી ગયો... ... ... શીનેમાસતા.
મરી જશે... ... ... શીનેમાશો.
મરી જા ... ... ... શીનદે.

બોલાવવું–યોબુ.

બોલાવવું ... ... ... યોબુ.
બોલાવેછે ... ... ... યોબીમાસુ.
બોલાવ્યો ... ... ... યોબીમાસતા.
બોલાવશે ... ... ... યોબીમાશો.
બોલાવ ... ... ... યોનદે.

સુવું; ઉંઘવું—નેરુ.

સુવું ... ... ... નેરુ.
સુવેછે ... ... ... નેમાસ.
સુતો ... ... ... નેમાસતા.
સુશે ... ... ... નેમાશો.
સુઇજા ... ... ... નેતે.

જાગવું—સામેરુ; મી વો સામાસુ; ઓકીરુ.

જાગવું ... ... ... સામેરુ; ઓકીરુ.
જાગેછે ... ... ... સામાસુ; ઓકીમાસુ.

| | |
|---|---|
| જાગ્યો ... ... ... | સામાસતા; ઓકીમાસતા. |
| જાગશે ... ... ... | સામાસીમાશો, ઓકીમાશો. |
| જાગ ... ... ... | સામેતે; ઓકતે. |

## જગાડવું—ઓકોસુ.

| | |
|---|---|
| જગાડવું ... ... ... | ઓકોસુ. |
| જગાડેછે ... ... ... | ઓકોસીમાસ. |
| જગાડયો ... ... ... | ઓકોસીમાસતા. |
| જગાડશે ... ... ... | ઓકોસીમાશો. |
| જગાડ ... ... ... | ઓકોસતે. |

## ગુસ્સે થવું—ઓકોરૂ.

| | |
|---|---|
| ગુસ્સે થવું... ... ... | ઓકોરૂ. |
| ગુસ્સે થાયછે ... ... | ઓકોરીમાસ. |
| ગુસ્સે થયો ... ... | ઓકોરીમાસતા. |
| ગુસ્સે થશે ... ... | ઓકોરીમાશો. |
| ગુસ્સે થા... ... ... | ઓકોતે. |

## કપડાં પહેરવાં-કીમોનો કીરુ.

| | |
|---|---|
| કપડાં પહેરવાં ... ... | કીમોનો કીરુ. |
| કપડાં પહેરેછે ... ... | કીમોનો કીમાસુ. |
| કપડાં પહેર્યાં ... ... | કીમોનો કીમાસતા. |
| કપડાં પહેરશે ... ... | કીમોનો કીમાશો. |
| કપડાં પહેર.. ... ... | કીમોનો કીતે: |

## આવી પહોંચવું-ત્સુકુ.

| | |
|---|---|
| આવી પહોંચવું ... ... | ત્સુકુ. |
| આવી પહોંચેછે ... ... | ત્સુકી માસુ. |
| આવી• પહોંચ્યો ... ... | ત્સુકી માસતા. |
| આવી પહોંચશે ... ... | ત્સુકી માશો. |
| . આવી પહોંચ ... ... | ત્સુઇતે. |

**જઇ પહોંચવું—તોદોકેરુ.**

| | | | |
|---|---|---|---|
| જઇ પહોંચવું | ... | ... | તોદો કેરુ. |
| જઇ પહોંચેછે | ... | ... | તોદો કીમાસુ. |
| જઇ પહોંચ્યો | ... | ... | તોદો કીમાસતા. |
| જઇ પહોંચશે | ... | ... | તોદો કીમાશો. |
| જઇ પહોંચ.. | ... | ... | તોદો કીઇતે. |

**માનવું-શીનઝુરુ; શીંકોસુરુ.**

| | | | |
|---|---|---|---|
| માનવું ... | ... | ... | શીનઝુરુ; શીંકોસુરુ. |
| માને છે... | ... | ... | શીનઝુરીમાસુ; શીંકાસીમાસુ. |
| માન્યું ... | ... | ... | શીનઝુરીમાસતા; શીંકાસીમાસતા. |
| માનશે ... | ... | ... | શીનઝુરીમાશો; શીંકાસીમાશો. |
| માન ... | ... | ... | શીંકાસીતે. |

**કબુલ રાખવું, હા પાડવી—શોચીસુરુ.**

| | | | |
|---|---|---|---|
| કબુલ રાખવું; હા પાડવી | ... | ... | શોચી શુરુ. |
| કબુલ રાખેછે; હા પાડેછે | ... | ... | શોચી સીમાસ. |
| કબુલ રાખ્યું; હા પાડી | ... | ... | શોચી સીમાસતા. |
| કબુલ રાખશે; હા પાડશે | ... | ... | શોચી સીમાશો. |
| કબુલ; હા પાડ ... | ... | ... | શોચી સીતે. |

**નાકબુલ રાખવું; નાપાડવી—કોતો વારુ.**

| | | |
|---|---|---|
| નાકબુલ રાખવું; ના પાડવી | ... | કોતો વારુ. |
| નાકબુલ રાખેછે; ના પાડેછે | ... | કોતોવારી માસ. |
| નાકબુલ રાખ્યું; ના પાડી | ... | કોતોવારી માસતા. |
| નાકબુલ રાખશે; ના પાડશે | ... | કોતોવારી માશો. |
| નાકબુલ રાખ; ના પાડ | ... | કોતો વાતે. |

**છેતરવું—દામાસુ.**

| | | | | |
|---|---|---|---|---|
| છેતરવું ... | ... | ... | ... | દામાસુ. |
| છેતરેછે... | ... | ... | ... | દામાસીમાસ. |
| છેતરયો... | ... | ... | ... | દામાસીમાસતા. |
| છેતરશે ... | ... | ... | ... | દામાસીમાશો. |
| છેતર ... | ... | ... | ... | દામાતે. |

**મળવું—આઉ.**

મળવું ... ... ... ... આઉ
મળેછે ... ... ... ... આઇમાસ.
મળયું ... ... ... ... આઇમાસતા.
મળશે ... ... ... ... આઇમાશો.

**વખાણવું—હોમેરુ; કાનશીન સુરુ.**

વખાણવું ... ... ... હોમેરુ; કાનશીન સુરુ.
વખાણેછે ... ... ... હોમેમાસ; કાનશીનસીમાસ.
વખાણ્યું ... ... ... હોમેમાસતા;કાનશીનસીમાસતા.
વખાણશે ... ... ... હોમેમાશો; કાનશીનસીમાશો.
વખાણ ... ... ... હોમેતે; કાનશીનસીતે.

**ઉપર ચહડવું—નોબોરુ; અંગારુ.**

ઉપર ચહડવું... ... ... નોબોરુ; અંગારુ.
ઉપર ચહડેછે ... ... નોબોરીમાસુ અંગારીમાસુ.
ઉપર ચહડયો ... ... નોબોરીમાસતા; અંગારીમાસતા.
ઉપર ચહડશે ... ... નોબોરીમાશો; અંગારીમાશો.

**મારવું—ઉતસુ; થાતાકુ.**

મારવું ... ... ... ઉત્સુ; થાતાકુ.
મારેછે ... ... ... ઉત્સીમાસુ; થાતાકીમાસુ.
માર્યું ... ... ... ઉત્સીમાસતા; થાતાકીમાસતા.
મારશે ... .. ... ઉત્સીમાશો; થાતાકીમાશો.
માર ... ... ... ઉત્તે; થાતાઇતે.

**કોશેશ કરવી—તામેસુ; કોકોરોમીરુ.**

કોશેશ કરવી ... ... તામેસુ; કોકોરોમીરુ.
કોશેશ કરેછે ... ... તામેમાસુ; કોકોરોમીમાસુ.
કોશેશ કીધી ... ... તામેમાસતા; કોકોરોમીમાસતા.
કોશેશ કરશે ... ... તામેમાશો; કોકોરો મીમાશો.
કોશેશ કર ... ... ... તામેતે; કોકોરોમીતે.

**રમવું—તાવામુરેરુ; આસોબુ.**

| | | | | |
|---|---|---|---|---|
| રમવું | ... | ... | ... | તાવામુરેરૂ; આસોબુ. |
| રમેછે | ... | ... | ... | તાવામુરેમાસુ; આસોબીમાસુ. |
| રમ્યો | ... | ... | ... | તાવામુરેમાસતા;આસોબીમાસતા. |
| રમશે | ... | ... | ... | તાવામુરેમાશો; આસોબીમાશો. |
| રમ | ... | ... | ... | તાવામુરેતે; આસોન્દે. |

**સરખાવવું—કુરાબેરુ.**

| | | | | |
|---|---|---|---|---|
| સરખાવવું | ... | ... | ... | કુરાબેરુ. |
| સરખાવેછે | ... | ... | ... | કુરાબેમાસુ. |
| સરખાવ્યું | ... | ... | ... | કુરાબેમાસતા. |
| સરખાવશે | ... | ... | ... | કુરાબેમાશો. |
| સરખાવ | ... | ... | ... | કુરાબેતે. |

**ચાલુ રાખવું—ત્સુઝુકુ.**

| | | | |
|---|---|---|---|
| ચાલુ રાખવું | ... | ... | ત્સુઝુકુ. |
| ચાલુ રાખેછે | ... | ... | ત્સુઝુકીમાસુ. |
| ચાલુ રાખ્યું | ... | ... | ત્સુઝુકીમાસતા. |
| ચાલુ રાખશે | ... | ... | ત્સુઝુકીમાશો. |
| ચાલુ રાખ | ... | ... | ત્સુઝુકેતે. |

**મારી નાખવું—કોરોસુ.**

| | | | |
|---|---|---|---|
| મારી નાખવું | ... | ... | કોરોસુ. |
| મારી નાખેછે | ... | ... | કોરોસીમાસુ. |
| મારી નાખ્યો | ... | ... | કોરોસીમાસતા. |
| મારી નાખશે | ... | ... | કોરોસીમાશો. |
| મારી નાખ ... | ... | ... | કોરોસ્તે. |

**ઉભા રહેવું—તત્સુ.**

ઉભા રહેવું ... ... ... તત્સુ.
ઉભા રહેછે ... ... ... તત્સીમાસ
ઉભો રહ્યો ... ... ... તત્સીમાસતા.
ઉભો રહેશે .. ... ... તત્સીમાશો.
ઉભો રહે ... ... ... તાતે.

**ખમવું—કોરાએરુ.**

ખમવું ... ... ... કોરાએરુ.
ખમેછે ... ... ... કોરાએમાસુ.
ખમ્યું ... ... .. કોરાએમાસતા.
ખમશે ... ... ... કોરાએમાશો.
ખમ ... ... ... કોરાએતે.

**ફાડવું—સાકુ.**

ફાડવું ... ... ... સાકુ.
ફાડેછે ... ... ... સાકીમાસુ.
ફાડયું ... ... ... સાકીમાસતા.
ફાડશે ... ... ... સાકીમાશો.
ફાડ ... ... ... સાઇતે

**વગાડવું ( વાજું )—હીકુ; ફુકુ.***

વગાડવું ... ... ... હીકુ; ફુકુ.
વગાડેછે ... ... ... હીકીમાસુ; ફુકીમાસુ.
વગાડયું ... ... ... હીકીમાસતા; ફુકીમાસતા.
વગાડશે ... ... ... હીકીમાશો; ફુકીમાશો.
વગાડ . ... ... ... હીઇતે; ફુઇતે.

---

* હાથે વગાડવાનાં વાજીંત્રો જેવાં કે વાયોલીન વગેરે માટે **હીકુ** અને મોહડે વગાડવાનાં વાજીંત્રો જેવાં કે સરનાઇ વગેરે માટે **ફુકુ** વપરાય છે.

**ગાવું—ઉતાઉ.**

| | | | | |
|---|---|---|---|---|
| ગાવું | ... | ... | ... | ઉતાઉ. |
| ગાયછે. | ... | ... | ... | ઉતાઇમાસ. |
| ગાયું | ... | ... | ... | ઉતાઇમાસતા. |
| ગાશે. | ... | ... | ... | ઉતાઇમાશો. |
| ગા.. | ... | ... | ... | ઉતોતે. |

**જડવું; મલી આવવું—મીદાસુ; મીત્સુકેરુ.**

| | | | | |
|---|---|---|---|---|
| જડવું... | ... | ... | ... | મીદાસુ; મીત્સુકેરુ. |
| જડેછે | ... | ... | ... | મીદાસીમાસુ; મીત્સુકેમાસુ. |
| જડયું | ... | ... | ... | મીદાસીમાસતા; મીત્સુકેમાસતા. |
| જડશે | ... | ... | ... | મીદાસીમાશો; મીત્સુકેમાશો. |
| જડ ... | ... | ... | ... | મીદાસીતે; મુત્સુકેતે. |

**ચુકવું; ભુલ કરવી—આયામાત્સુ.**

| | | | | |
|---|---|---|---|---|
| ચુકવું | ... | ... | ... | આયામાત્સુ. |
| ચુકેછે | ... | ... | ... | આયામાત્સીમાસુ. |
| ચુકયો | ... | ... | ... | આયામાત્સીમાસતા. |
| ચુકશે | ... | ... | ... | આયામાત્સીમાશો. |
| ચુક ... | ... | ... | ... | આયામાસતે. |

**મદદ કરવી—તાસુકેરુ; સેવા વો સુરુ.**

| | | | |
|---|---|---|---|
| મદદ કરવી | ... | ... | તાસુકેરુ; સેવા વો સુરુ. |
| મદદ કરેછે ... | ... | ... | તાસુકેમાસુ; સેવા વો સીમાસુ. |
| મદદ કીધી ... | ... | ... | તાસુકેમાસતા; સેવા વો સીમાસતા. |
| મદદ કરશે ... | ... | ... | તાસુકેમાશો; સેવા વો સીમાશો |
| મદદ કર ... | ... | ... | તાસુકેતે; સેવા વો સીતે. |

**કાપવું—કીરુ.**

| | | | | |
|---|---|---|---|---|
| કાપવું | ... | ... | ... | કીરુ. |
| કાપેછે. | ... | ... | ... | કીરીમાસ |
| કાપ્યું... | ... | ... | ... | કીરીમાસતા. |

